3354

# श्री इडरगढ उत्कर्षोत्सव.

છપાવી પ્રકાશ કરનાર,

સ્વસ્થાન શ્રી જામનગરના રહીશ

તેમજ

તેના માહાલ હડીઆણાના રહીશ,

"સંગીત ચીંત્તામણિ ગ્રંથ કર્તા."

## વ્યાસ મુળજી જેષ્ટારામ.


## अमदावाद.

ધીકાંટે શેઠ. મોતીલાલ અમરતલાલના ડેલામાં

અમદાવાદ યુનયિન પ્રિન્ટિંગ પ્રેસમાં

ઘેલાભાઈ નરસિંહદાસે છાપ્યો.

તા. ૧૬ મી ડીસમ્બર સને ૧૮૮૭.

# ઉપોદ્‌ઘાત.

આ લઘુ પુસ્તક નામદાર પરમકૃપાળુ કૈસરેહીંદ મહારાણી શ્રી વીક્ટોરીઆની આજ્ઞાથી મુંબઈના નામદાર ગવર્નર સરલોર્ડ રેના હાથથી **નામદાર માહારાજાધીરાજ માહારાજશ્રી કેસરીસિંહજી સાહેબ બાહાદુર ને. કે. સી. એસ. આઈ.** નો ખેતાબ હાંસીલ થવાના સંબંધમાં રચાએલ છે. જેમાં શ્રીકૃષ્ન સ્તુતિ નામદાર માહારાજા શ્રીની આરોગ્યતાને વાસ્તે શંકર સ્તુતિ તેમજ નવે ગ્રહોની સ્તુતિ નામદાર કૈસરેહીંદ માહારાણી શ્રી વિક્ટોરીઆની સ્તુતિની સાથે આશીર્વાદ વીગેરે સમાવેશ છે. વળી દરેક શ્લોકને મથાળે બોધવચનો મૂકેલાંછે. તે પણ લક્ષ દઈને વાંચશોજી.

**શ્રી ઈડરગઢ.** મહીકાંઠા.
તા૦ ૧૯ ડીસંબર સન ૧૮૮૭.

**વ્યાસ મુલજી જેષ્ટારામ.**
**જામનગર.**

# "आशीरवचन"

નામદાર કૈસરેહિંદ માહારાણી શ્રી વીકટોરીઆનો

# જયહો જયહો જયહો.

કે જેના પ્રતાપથી આ ભરતખંડ ભૂમીના મહારાજા સાહેબો પોતાની ફરજ બજાવવામાં તત્પર રહી ઉત્સાહથી ઉત્તમ કાર્ય કરવામાં આગેવાની ધરેછે.

આ વખતે તે બાબત સવીસ્તર હકીકત લખવાનું જરૂર નહીં જણાતાં એટલુંજ બસછે કે.

## નામદાર કૈસરેહીંદ માહારાણી શ્રી વીકટોરીઆ.

## "दीर्घायुर्भवतु"

## અને સૂર્યચંદ્રમાની માફક આ ભૂમી ઉપર

## "अखंड प्रकाशित रहो"

"तथास्तु"

વ્યાસ મુલજી જેષ્ટારામ.

# श्री इडरगढ उत्कर्षोत्सव.

---

## छंद वसंततिलका.

श्री कृष्ण चंद्र पद पद्म युगे कलीनः,
स्वांतालि माश्रित जनार्ति हरावतारः;
श्री कृष्ण चंद्र इह पातु भवंत मीड्यः,
श्रीमन् मही रमण केसरिसिंह नित्यं. १

## भाषांतर.

હે માહારાજા શ્રી કેસરીસિંહ આપના હૃદયરૂપી ભ્રમર હંમેશાં શ્રીકૃષ્ણના ચરણકમળમાં મગ્ન રહેછે; માટે પોતાના ભક્ત જનની પીડા હરવા માટે અવતાર લેનારા શ્રીકૃષ્ણ ચંદ્ર આપનું હંમેશા રક્ષણ કરો. ૧.

## सत्यमेव जयति.

## छंद वसंततिलका.

ईडोर दुर्ग पुर पाल कुल प्रदीपः,
प्राचीन पुण्य गण पूर्ण मनोभिलाष;
गंभीरता निलयकेसरिसिंह राजन्,
श्रेयः श्रियं दिशतु ते भगवान् मुकुंदः. २

## भाषांतर.

ઈડરગઢના પાળનાર માહારાજાના કુળમાં આપ દીપક રૂપછો, પૂર્વ જન્મના અનેક પુણ્યોથી આપના સર્વ મનોરથ પૂર્ણ થયેલા છે. ગંભીરતાના આપ નિવાસ રૂપછો, હે કેશરીસીંહ આપને ભગવાન મુકુંદ ઘણી લક્ષ્મી આપો. ૨.

उद्योगीनं पुरुष सीम्हमुपैति लक्ष्मी.

## छंद त्रोटक.

नहि केसरिसिंह धरा वलये,
भवता सम मन्य मिला ललनं;
परिपश्यति मे ह्रदयं परितः,
परिपश्य दपीह मुहुः प्रणयात्.३

## भाषांतर.

આ પૃથ્વીમાં મારૂં હૃદય ચારેકોર સ્નેહથી વારંવાર જુએ છે તોપણ આપની બરોબરી ધરાવે તેવા બીજા રાજાને દેખતું નથી. ૩.

न्यायात् पथः प्रविचलंति पदं न धीराः

## छंद त्रोटक.

सहजा भवतः सुगुणा निखिला,
नहि कोप्य गुण स्त्वयि भाति विभो;
सकलार्थि जनार्थित पूर्त्ति विधौ,
त्व मिव त्व मसि प्रणयांबु निधे.४

## भाषांतर.

જેટલા ઉત્તમ ગુણો જગતમાં કહેવાય છે. તે સઘળા આપમાં સ્વાભાવીક રીતે રહ્યા છે. અને કોઇપણ દુર્ગુણ આપમાં દેખાતો નથી. અરથી લોકોના મનોરથ પૂરવામાં તો આપ જેવા આપજ છો અને વિનયના આપ સમુદ્રછો. ૪.

# शौर्यं क्षमान्वितं वरं.

## छंद शालिनी.

हृद्या विद्या धीरता ते ऽन वद्या,
शौर्यौ दार्ये चा पि ते वर्ण नीये;
गांभीर्यं तु क्ष्मापते त्यद्भुतं ते,
लक्ष्मीकांतस्य प्रसादा द्विभाति. ५

## भाषांतर.

લક્ષ્મી પતી પરમેશ્વરના પ્રતાપથી આપનામાં વિદ્યા ઘણી ઉત્તમ છે. ધીરપણું ઘણું વખાણવા લાયક છે. સુરવીરપણું અને ઉદારપણું પણ ઘણું વખાણવા લાયક છે. અને ગંભીરતા તો કાંઈ અદ્ભુત પ્રકારનીજ આપમાં રહીછે. ૫.

## परोपकाराय सतांविभूतयः

## छंद शालिनी.

सत्कीर्ति स्ते दिक्षु सर्वासु राजन्,
स्वच्छा स्वच्छै र्गीयते सत्कवींद्रैः;
सौंदर्यं ते सर्व लोकोत्तरं तत्,
शौर्यांभोधे नृप केनोपमेयं ६

## भाषांतर.

આપની સ્વચ્છ સત્કીર્ત્તિ સઘળી દિશાઓમાં સ્વછ -હૃદયના સત કવીઓએ હમેશાં ગવાય છે.

હે શુરવીરપણાના સમુદ્ર રૂપ માહારાજા આપનું ઉત્તમોતમ સૌંદર્ય તેને કોની ઉપમા આપવી એ હું કહી શકતો નથી. ૬.

## यतो धर्मस्ततोजयः

## छंद मालिनी.

नव नव कविताभिः सत्कवींद्रा महींद्रं,
प्रतिदिन मिह तु त्वां वर्णयंति स्म सर्वे;
सुरतरु रिव तेषां त्वं च सर्वा भिलाषान,
नरपति कुल मौले पूरयस्या दरेण. ७

## भाषांतर.

મોટા મોટા સત કવિઓ નવી નવી કવિતાઓથી હમેશાં આપની કીર્તિ ગાયા કરેછે, અને આપ કલ્પવૃક્ષની પેઠ તે કવિઓના સઘળા મનોરથોને આદરથી પુર્ણ કરોછો. ૭.

## विद्यारुपं कुरुपाणाम्ः

## छंद शालिनी.

चूनीलाल स्तावकः सत् प्रधानः,
सौजन्याब्धिः सद्गुणज्ञो गुणी च;
आस्ते युक्तं स्वर्ण मेतीह शोभां,
किं नो रत्नस्या श्रयेणा धिकं तत्. ८

## भाषांतर.

સૌજન્યના સમુદ્ર સદ્દગુણવાળા અને સદ્દગુણના જાણનાર રાજમાન રાજેશ્રી ચુનીલાલભાઈ આપના મુખ્ય દીવાન છે, એ ઘણું યોગ્ય છે, કારણ કે સુવર્ણ શોભાને પામે એ યોગ્ય છે પરંતુ તે સુવર્ણ રત્નના આશ્રયે શું વધારે નથી શોભતું ? સુવર્ણ શોભે છે. અર્થાત આપ જેવા રત્નને આશ્રયે વધારે શોભા પામેછે. ૮.

सत्संगति : कथय किन्नकरोति पुम्साम्.

## छंद भूजंग प्रयातं.

अये केसरिसिंह नृपाल मौले,
त्वदीयान् गुणान् सर्व लोकाभिरम्यान्;
विलोक्यैव केषां मनो हर्ष मग्नं,
भवेस्मिन् भवेन्नो महौदार्य सिंधो १

## भाषांतर.

હે કેસરીસિંહ મહારાજા, હે મોટા ઉદારપણાના સમુદ્ર સર્વ લોકને પ્રીય લાગે એવા આપના સઘળા સદગુણો જોઈ કેનું મન હર્ષમાં મગ્ન થતું નહીં હોય? સર્વનું મન આનંદ મગ્ન થાયછે. ૧.

# यशोभूषणसर्वदावर्धमानम्.

## छंद शार्दूल विक्रीडितं.

राजन् केसरिसिंह सद्गुण गणांभोधे त्वदीयो यश,
श्चंद्र श्चंद्र ममुंह सत्यनुदिनं निर्लांछनो च्छछविः;
संप्राप्ताभ्युदयो दिवानिश महोराहो र्न बाहोर्बल,
म्लानः सज्जन हृच्चकोर परमाह्लाद प्रदः सांप्रतं.

## भाषांतर.

સર્વ સદગુણના સમુદ્ર રૂપ મહારાજા કેસરીસીંહ આપનો યશ રૂપી ચંદ્ર, કે જે લાંછન વીનાનો છે, જેનો ઉદય રાત દીવસ થયા કરેછે, જે રાહુના બાહુ બળથી પણ ગ્લાની પામતો નથી, અને જે સજજનના હૃદય રૂપી ચકોરને પરમ આનંદ આપે છે, તે આ દુનીયાના ચંદ્રને હશી કાઢેછે. કારણ દુનીયાના ચંદ્રમાં લાંછન રહેલું છે, અને તે લાંછન વગરનો છે, દુનીયાના ચંદ્રનો ઊદય માત્ર રાત્રીમાંજ થાય છે; અને તેનો ઉદય રાત અને દીવસ થયા કરેછે; દુનીયાનો ચંદ્ર રાહુથી ગ્લાની પામે છે અને તે રાહુથી ગ્લાની પામતો નથી; અને દુનીઆનો ચંદ્ર ચકોર પક્ષીનેજ ખુશ કરેછે, અને આપનો યશઃચંદ્ર તે સજજનના મન રૂપી ચકોરને આનંદ આપેછે. ૧૦.

प्रायेणा धम मध्यमोत्तम गुणाः संसर्गतो जायते.

## छंद भूजंग प्रयातं.

असंख्यै गुणै स्ताद्दशै स्तुष्ट चित्ता,
त्वदीयै र्महाराज्ञ्य मंदादरेण;
विभो सत्पदं केसी एस् आई संज्ञं,
ददौ तुभ्य मेत त्तु युक्तं विभाति. ११

## भाषांतर.

આપના આવા આવા અસંખ્ય ગુણોથી સંતોષ પામી કૈસરેહિંદ મહારાણી શ્રી વિક્ટોરીયાએ આપને પરમ આદરથી કે. સી. એસ. આઇ. એવો ખેતાબ અરપણ કર્યો તે ઘણું ઘટીત થયું છે. ૧૧.

## सन्मा नो महतां धनं.

### छंद उपजाति.

केस्येस आई स पदं तु तुभ्यं,
समर्पितं केसरिसिंह नूप;
लोर्ड्रे पदाख्येन गवर्नरेण,
निर्देशतः श्री विक्टोरिया याः. १२

### भाषांतर.

મહારાણી શ્રી વિક્ટોરીયાના હુકમથી ગવરનર લોર્ડ રે યે આપને આજે કે. સી. એસ. આઈ. એવો ખેતાબ અર્પણ કર્યો. ૧૨.

संतोष एव पुरुषस्यं परंनिधान.

## छंद उपजाति.

ततः प्रसन्नानि भवत् प्रजानां,
मनांसिनः केसरिसिंह नृप;
प्रेम्णा परेशां परया च भक्त्या,
संप्रार्थयंते मुहु रादरेण. १३

## भाषांतर.

તે કારણથી આપની પ્રજા અમો સર્વના અંતઃકરણો ઘણાંજ સંતોષ પામીને પરમ પ્રેમથી અને પરમ ભક્તિથી વારંવાર પરમેશ્વરની નિચે પ્રમાણે પ્રાર્થના કરીએ છીએ. ૧૩.

विद्या विहीनः पशुः

## छंद वैतालिकं.

करुणा वरुणा लयो विभुः,
करुणा लोक नतः प्रतिक्षणं;
अयि केसरिसिंह नृपते,
कुरुता त्त्वां सततं चिरायुषं. १४

## भाषांतर.

કરૂણાના સમુદ્ર રૂપ પરમેશ્વર કરૂણા સહીત નજર કરીને હે કેસરીસીંહ મહારાજ આપને હમેશાં ચિરંજીવી કરો. ૧૪.

दैवाद्भवंति विपदः खलुसंपदावा

## छंद वैतालिकं.

तनयाः सनया भवंतु ते,
भवने ते विलसंतु च श्रियः;
विजयो ऽनुदिनं च वर्धतां,
कमला कांत दयाव लोकानात् १५

## भाषांतर.

લક્ષ્મીપતિ પરમેશ્વરના પ્રસાદથી આપને ઉત્તમ પુત્રોની પ્રાપ્તી થાઓ, આપના ઘરમાં નાના પ્રકારની લક્ષ્મી રહો, અને આપનો વિજય દીન પ્રતિદીન વધતો જાઓ. ૧૫.

दैवेदारुण तांगते त्रण मपिप्रायेण वज्रायते.

## छंद वसंततिलका.

विक्टोरिया सकल सद्गुण रत्न नूषा,
संन्नूषिता जयतु जीवतु दीर्घकालं;
तस्या अनुक्षण ममंद दयाव लोका,
स्त्वय्युल्ल संतु नरपाल मणे नितांतं. १६

## भाषांतर.

હે મહારાજ સઘળા સદગુણ રૂપી રત્નના ઘરેણાથી સુશોભીત કૈસરેહિંદ માહારાણી શ્રી વિક્ટોરીયા હમેશાં જય પામો, અને ઘણો કાળ જીવો; તેમજ એ માહારાણી શ્રીની માયા અને મમતા આપને વિશે પ્રતિક્ષણ વધતી રહો. ૧૬.

प्रारभ्य मुत्तमजना नपरित्यजंति.

## छंद मालिनी.

दिशि दिशि विजयंतां केसरि क्ष्मा विलासिन्,
सुरसरिदमलाः सत्कीर्तय स्तावकीनाः;
तपन इव च तीव्र स्तावकीनः प्रतापः,
प्रत पतु परितः श्री सूर्यवंश प्रदीप. १७

## भाषांतर.

હે કેસરીસીંહજી આપની ગંગાજળ જેવી નિર્મળ સત્કીર્તિઓ દિશાઓ દિશાઓમાં ફેલાઓ અને આપનો પ્રતાપ રૂપી સૂર્ય ચારેકોર તપો કે જે આપ સૂર્યવંશમાં દીવા રૂપછો. ૧૭.

मनस्वि कार्यार्थि गणयति न सुखंनच दुखं.

## छंद वसंततिलका.

त्वां पातु पर्वत सुता पति राशु तोषः,
पद्मापतिः प्रणतपाल इला विलासिन्;
ब्रह्मा जगज्जनक इंद्र मुखाश्च देवा,ः
सर्वे च सिद्ध मुनि साध्या गणा गुणाढ्यं. १८

## भाषांतर.

તરત પ્રસન્ન થવા વાળા પાર્વતીના પતિ શંકર, ભક્તજનને પાળનાર લક્ષ્મીપતિ શ્રીકૃષ્ન, સઘળા જગતના ઉત્પન્ન કરનાર બ્રહ્મા, ઈંદ્ર આદી દેવતાઓ, અને સર્વ સિદ્ધ મુનિ અને સાધ્યગણો, ગુણના સમુદ્ર રૂપ આપનું હમેશાં રક્ષણ કરો. ૧૮.

नहिं कृत मुपकारं साधवो विस्मरंति

## छंद शार्दूलविक्रीडीत.

पृथ्वी त्वां परिपातु पातु च जलं तेजस्तथैवो ज्वलं,
वायुश्चायुरनुक्षणं नृपपदं विश्नोः पदं ते सदा;
सूर्या चंद्रमसौ मुहुः कुज बुधौ वागीश शुक्रार्कयो,
राहुः केतुरपि प्रवीण जनता संख्याग्र गण्य प्रभो १९

## भाषांतर.

આપ અને આપના રાજ્યસિંહાસનનું પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ, રક્ષણ કરો; તેમજ પ્રવીણ માણસમાં આગળ ગણવા લાયક એવા આપનું સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ, અને કેતુ, એ નવ ગ્રહો રક્ષણ કરો. ૧૯.

क्रियासिद्धिः सत्वेभवति महतां नोपकरणे.

## छंद मर्कटक.

जय जय सर्वदा सकल सद्गुण सागर हे,
नय मय नेत्र हे निखिल वैरि निषूदन ते;
प्रतिदिश मुज्वला प्रवहतु स्वजनार्ति हरा,
नयन मनः सुखा नरपते शुभ कीर्ति सरित्.२०

## भाषांतर.

સઘળા સદ્ગુણના સાગર રૂપ આપ હમેશાં જય પામો સર્વ શત્રુનો નાશ કરનાર આપછો, તેમ છતાં આપના નેત્ર ન્યાયથીજ ભરેલાં છે, નેત્રને અને મનને સુખ આપે એવી અને સર્વના તાપને હરે એવી આપની સુભ કીર્તિ રૂપ સુંદર નદી હમેશાં ચારેકોર પ્રસરો. ૨૦.

तेजो यस्य विराजते सबळवान स्थूलषुकः प्रत्ययः

## श्लोक.

कृश्न पदांभोज लीन चित्त हे प्रभो,
श्री केसरींद्र सिंह माहाराज राजभो;
पाहि सदा प्रजा निजाः प्रेम वीक्षणै,
जींव चिरं निजै र्गुणैः साद्वि लक्षणैः. २१

## भाषांतर.

હે કેસરીસીંહ મહારાજ આપ કે જેનું ચિત્ત હમેશાં શ્રીકૃશ્નનાં ચરણકમળમાં મગ્ન રહેલું છે તે પોતાની પ્રજાને પ્રેમ ભરેલી નજરથી હમેશાં પાલણ પોષણ કરો; અને ઉત્તમોત્તમ ગુણોથી સુશોભીત આપ ઘણો કાળ ચિરંજીવી રહો. ૨૧.

अति सर्वत्र वर्जयेत्.

## छंद उपजात्ति.

कलत्रवंतं धरयैव नृपा,
मन्यंत आत्मा न मिलाविलासिन्;
सत्पुत्रवंतं प्रजया च तत्ते,
समस्त मास्ते विदितं विवेकिन्. २२

## भाषांतर.

હે વિવેકવાળા માહારાજ રાજાઓ પૃથ્વી વડેજ પોતાને સ્ત્રી વાળા ગણેછે, અને પ્રજા વડેજ પોતાને પુત્ર વાળા ગણે છે તે આપનું અજાણ્યું નથી. ૨૨.

सम्मीलने नयनयो र्नहिं किंचिदस्ति.

## छंद इंद्रवज्रा.

तत् पासि पूर्ण प्रणयः प्रजाः स्वाः,
प्रेम्णा परेणात्मज निर्विशेषं;
तेनाति तुष्टो भगवान् रमभाया,
प्राणेश्वर स्ते श्रिय मातनोतु. २३

## भाषांतर.

તેથીજ આપ પુર્ણ સ્નેહથી પોતાની પ્રજાને પોતાના પુત્રની પેઠે પાલણ પોષણ કરોછો. આવા આપના ગુણથી પ્રસન્ન થઇને લક્ષ્મી પતિ પરમેશ્વર આપનું કલ્યાણ કરો. ૨૩.



## छंद इंद्रवज्रा.

संगीत शास्त्रां बुधि भज्जीतेन,
श्री मूलजी व्यास वराह्वयेन ;
ईडोर दुर्गाधिप सणाद्गुली,
विक्रीत चित्तेन पर प्रहर्षात्. २४

## भाषांतर.

સંગીત શાસ્ત્ર રૂપી સમુદ્રમાં સ્નાંન કરેલ મુળજી વ્યાસ કે જેનું મન ઇડરગઢના માહારાજાના સદગુણોથી વેચાણ જેવું રહેલુંછે. ૨૪.

## छंद इंद्रवज्रा.

अभ्यर्थितोहं शुभ पद्य पद्मो
न्मालां विनिर्माय महोत्सवे स्मिन;
केस्येस आईति पदोप पन्न,
क्षोणीश्वरायाप यितुं समीहे. २५

## भाषांतर.

તેણે ઘણા હર્ષથી મને એ મહારાજાની કવિતા કરવાનું કહેતા આ શ્લોકરૂપી કમળની માળા રચીને આ મહોત્સવમાં કે. સી. એસ. આઇ. માહારાજા કેસરીસીંહજીને અર્પણ કરવા હું ઇચ્છુછું. ૨૫.

## छंद वसंततिलका.

माहेश्वरात्मजनु पोऽर्द्ध शशांक मौले,
दासस्य वर्य गुरु केशव धर्म सूनो;
एतां कृति ममतु शंकरलाल नाम्नः,
प्रेम्णा कृतार्थ यतु केसरिसिंह नृप.: २६

## भाषांतर.

ભટ માહેશ્વરના પુત્ર, શંકરનો દાસ, અને ગુરૂવર્ય શાસ્ત્રીજી કેશવજીનો (ધર્મ પુત્ર) શીશ્ય, શંકરલાલની આ કવિતા રૂપ માળાને માહારાજા શ્રી કેસરીસીંહજી સ્નેહથી કૃતાર્થ કરો. ૨૬.

## छंद अनुष्टुप्.

महाराज श्री रवाजी, पाठशालैक शास्त्रिणा;

## श्रीमत् केसरिसिंहाया, र्पितेयं कृति मालिका.२७

## भाषांतर.

માહારાજા શ્રી રવાજીરાજ પાઠશાળાના શાસ્ત્રીએ માહારાજા શ્રી કેસરીસીંહજીને આ કવિતા રૂપ માળા અરપણ કરેલ છે. ૨૭.

## छंद अनुष्टुप्.

**वेद वेदांक भूसंख्ये, वर्षे मासि च कार्तिके;**
**चंद्रे कृष्ण चतुर्दश्यां, कविता पूर्णता मगात् २८.**

## भाषांतर.

સંવત્ ૧૯૪૪ ના કાર્તિક વદ ૧૪ સોમવારે આ કવિતા રચેલ છે. ૨૮.

---

રાજ્યમાન રાજ્યશ્રી શીઘ્ર કવી શંકરલાલ માહેશ્વર રેહેવાશી મોરબીના.

આ મહાન શીઘ્ર કવી આખા દેશને વખતો વખત પોતાની વીદ્યાનો અમૂલ્ય લાભ આપેછે. એ ઘણુંજ ખુશી થવા યોગ્યછે.

**વ્યાસ મુલજી જેષ્ટારામ.**
રેહેવાશી જામનગરના.

# संगीत्त चींतामणि.

આ નામનું મોટા કદનું પુસ્તક. હીંદુસ્થાનમાં ગાયન. સંબંધી તકરારની સમાધાનીને વાસ્તે મારા તરફથી બાહાર પાડવાનું છે જેમાં.

શારીર. તથા નાદ.—હવામાં અવાજનો ફેલાવ—નક્કર પદાર્થમાં અવાજનો ફેલાવ—અવાજનો વેગ, અવાજનો પ્રતિબીંબ, અવાજના ફેલાવ ઉપર નળીઓનિ અસર, શ્રુતિ, તથા સપ્તસ્વર, ગ્રામ મૂર્છના, રાગ રાગણી, અલંકાર, કવિતા. તાલ, વાદ્ય તથા નૃત્યનું વીવેચન, વીગેરે.

આ પુસ્તકની કીમત અલબત પ્રથમ વધુ લાગશે. પણ દશવર્ષ મેહેનત કરતાં તેમજ હજાર રૂપીઆ ખરચતાં પણ તેની સમજાણ પડવી મુસ્કીલ તે સમજાણ ફક્ત લક્ષ આપીને વાંચવાથીજ પૂર્ણ મળશે. કે જેમાં સામવેદ તથા સંગીતરત્નાકર વીગેરે પ્રમાણીક પુસ્તકોનાં કેટલાંએક વાકયો મુકવામાં આવશે.

વ્યાસ મુળજી જેષ્ટારામ.

કાઠીઆવાડ જામનગર.